પડેલાં માનવીને માલમ પડતી નથી. ગ્રહોને ઉપગ્રહો પોતપોતાના મંડળોમાં ઝગઝગાટ પ્રકાશતા હતા. નદિનો પ્રવાહ પત્થરોના ખડકોની સાથે અથડાતો–પછડાતો નિયમીત રીતે વહેતો હતો. તેના અવાજથી એક જાતનું ગંભીર ગાયન થતું હતું. અને એ ગાયન વડે આનંદ ઉપજતો હતો. ઠંડીના દિવસો ચાલતા હોવાથી ઠંડી ઠિક ઠિક પડતી હતી. તે ઠંડી મટાડવાને માટે રસાલાના ચોકીદારોએ ઠેકાણે ઠેકાણે તાપણી સળગાવી હતી, અને એ તાપણીના પ્રકાશથી આસપાસના જંગલોનો દેખાવ ભયંકર ભાસતો હતો. ઉંચાં, ઘટાંવાળાં વૃક્ષોની લાંબી લાંબી ડાળીઓના લીલાંછમ પાંદડાંઓમાં પેસીને શિતળ પવન પંખાઓની માફક ડાળીઓને નમાવતો હતો. અને એવા સિત્કાર કરતાં શિતળ પવનની મંદમંદ લ્હેરી રસાલાના પહેરેગીરોના હ્રદયમાં પેસી જઇને તેમના હાડ કંપાવતી હતી રાજ્યકુંવરી શિવાલયના ખંડેર સરખાં આશ્રમમાં શાંતવૃત્તિ કરીને સુતી હતી. તે એક ગંગા સરખાં નિર્મળ હ્રદયની કુવારીકા હતી, અને વિકાર ને મળવાળી વાંચ્છના વગરની કુંવારી કન્યાના હ્રદયમાં વ્યહવારિક વિકાર ન હોવાને લીધે તે શાંત રહી નિન્દ્રામાં પડી હતી એ નિન્દ્રા જાગ્રતાવસ્થા કરતાં તેને વધારે સુખકારક નિવડી હતી. જાગ્રતીમાં ચંચળવૃત્તિને લીધે હ્રદયમાં ન્હાના પ્રકારની ગડમથલ થાય છે. અચળવૃત્તિ સ્થિર થાય છે. શાંતમન અશાંત બને છે. તેને બદલે શાંત નિન્દ્રામાં પડેલાં મનુષ્યને ઉલટો અનુભવ ભોગવવો પડે છે. શાંત નિન્દ્રામાં પડેલા મનુષ્યની ચંચળાઇ મંદ પડે છે. વૃત્તિનો વેગ મંદગતી લે છે, સો વસા તો સ્થિર થાય છે; અને શરીરના અવ્યય છે. આખા દિવસના પરિશ્રમથી આરામ મેળવે છે, અને એ આરામથી એક જાતના આનંદની પ્રાપ્તિ થાય છે. આવી આનંદ સંતોષી ને સુખી માણસને શાંત નિન્દ્રામાં મળી છે. અને આપણે જોઇ ગયા કે, રાજકુંવરી સરખી સ્વચ્છ હ્રદયની કન્યા જેના અંતઃકરણમાં છળ કપટ અથવા વાસનાવિકારની ઝાંખી છાપ પડી નહોતી, તેવાં સ્વચ્છ અંતઃકરણવાળી કન્યાને ઉંઘમાં સ્વાભાવિક આનંદ ઉપજે એમાં આશ્ચર્ય જેવું કાંઈજ નથી. ખરી રીતે જોઇએ તો, આજસુધીમાં આ પ્રથમ શરૂઆતમાંજ, તેના સ્વચ્છ મળે રહીત હ્રદયમાં છાપ પડી હતી, અને એ છાપવડે કરાને તેને પ્રેમસુખનાં સ્વપ્નામાં પડેલ માણસને સ્વપ્નનો જે આનંદ જે સુખ પ્રાપ્ત થાય છે તે સુખ તેઓ સાચું માને છે, અને તે સુખાવસ્થા તજવીજ કરવા રાખી શકતાં નથી. એવીજ સ્વપ્નાવસ્થાની સુખી શક્તિ રાજ્યકુંવરીની હતી ને તેના હ્રદયને મુખપર તથા ક્ષણીક ફારફેરથી તેનો સ્વપ્નાનંદ સમજાવી શકાતો હતો. તે ક્ષણમાં હસતી ક્ષણમાં ગણગણતી ક્ષણભર નહિ સમજી શકાય એવી સંગીતકળાઓ લલકારતી હતી તેવા પરમાનંદમાં તે પથારી પર પડી હતી ને રાત્રીનું ચક્ર તો ક્ષણે ક્ષણે ફરતુંજ રહ્યું હતું.

જેમ જેમ રાત્રી વધતી ગઈ, તેમ તેમ આકાશમાં ગ્રહોને ઉપગ્રહો વધારે પ્રકાશમાન થતા ગયા.

રસાલેદારોના તંબુમાં રસાલેદાર રંગીતપાયાની ઢોરણીપર ગલગલીઆં થાય, એવાં ગાદલાં ને તે પર શ્વેત ઓછાડ બીછાવેલો બિછાનાપર મદોન્મત હાથીની પેઠે પડયા હતા. જાગતી વખતે હોકાની નળી મ્હોડામાં લેતાં, ને ધુમ્રના થોડા ઘણા ગોટા કાઢીને તેના મધુરા કેફમાં નિંદ્રામાં ઝોકા કાઢતા હતા. ચોકીદારો પહેરો ભરતા ભરતા વારમવાર ચલમો ફુંકતા ને દમપર દમ મારીને નિન્દ્રાને દુર કરવાની તજવીજ કરતા હતા. કોઇ કોઈ ટાઢથી ધ્રુજતા ચોકીદારો તાપણાની આસપાસ ટોળાબંધ બેસીને પોતાના શરીર તપાવતા હતા. કોઇ કોઇ રસિયા સિપાહીઓ ગાયનના રંગપર ચડીને કાઠિયાવાડી દુહા–રાફડીઆ ગાતા, કોઈ કોઈ રણસંગ્રામના વીરરસયુક્ત ખ્યાલ–ટપ્પાઓ, લલકારીને આંખમાં આવતી ઉંઘ હડસેલવાનો યત્ન કરતા હતા, કોઈ કોઇ રંગીલા રજપૂતો ઢોલકને સારંગી લેઇને અને કોઇ કોઇ વાંસળી ને પાવા વગાડીને તેમાં સંગીત વિદ્યાને શોભા આપે એવાં ગીતો ઉતારતાં હતાં. આ ગીતો પ્રેમભક્તિને લગતાં અથવા તરૂણ યોદ્ધાઓના શૂરાતનપણાને લગતાં હતા. સુરાષ્ટ્રમાં એ સમય સંગીત કળાનો સારો સત્કાર મળતો હતો. ન્હાના મ્હોટા સુરાષ્ટ્ર સરદારો અને જમીનદારો પોતાની દરબારમાં સંગીત વિદ્યા શિખેલા સમર્થ પુરૂષોને સારૂં સન્માન આપીને રાજ્ય સેવામાં રાખતા, ને બીજા અમીર ઉમરાવો તથા ધનાઢય લોકો વાર તહેવારે પોતાના ઘરમાં સંગીત શાસ્ત્રીઓને પધરાવીને સારો સત્કાર